॥૧॥ સ્વામી વસો પુખ્ખરવરેં, જંબુ ભરતેં દાસ લાલ રે ॥ ક્ષેત્ર વિભેદ ઘણો પડયો, કિમ પોહોચે ઉલ્લાસ લાલ રે ॥ દેવ૦ ॥૨॥ હોવત જો તનુ પાંખડી, તો આવત નાથ હજૂર લાલરે ॥ જો હોવત ચિત્ત આંખડી, દેખત પ્રભુ નિત્ય નૂર લાલરે ॥ ॥ દેવ૦ ॥ ૩॥ શાસન ભકત જે સુરવરા. વિનવું શીશ નમાય લાલરે ॥ કૃપા કરો મુઝ ઉપરેં, તો જિન વંદન થાય લાલરે ॥ દેવ૦ ॥૪॥ પૂછું પુર્વ વિરાધના, શી કીધી એણેં જીવ લાલરે ॥ અવિરતિ મોહ ટલી નહિ, દીઠે આગમ દીવ લાલરે ॥ દેવ૦ ॥ ૫॥ આતમ તત્વ સ્વભાવનેં, બોધન શોધન કાજ લાલ રે રત્નત્રયી પ્રાપ્તિ તણો, હેતુ કહો મહારાજ લાલરે ॥ ॥ દેવ૦ ॥૬॥ તુઝ સરિખો સાહિબ મિલે, ભાંજે ભવ ભ્રમટેવ લાલરે ॥ પુષ્ટા લંબન પ્રભુ લહે, કોણ કરે પરસેવ લાલ રે ॥ દેવ૦ ॥૭॥ દીન દયાળ, કૃપાલ તું, નાથ ભવિક આધાર લાલ રે ॥ દેવચં- દ્રની સેવના, પરમા મૃત સુખકાર લાલરે ॥ દેવ૦ ॥૮॥ ઇતિ ॥ અઢારમા શ્રી દેવજસા સ્તવન ॥૧૮॥

## ॥ अथवीशोविहरमाननुं स्तवन ॥

॥ રાગ રામકલી ॥ સીમંધર યુગમંધર બાહુ, ચોથા સ્વા મી સુબાહુ જંબુદ્વીપ વિદેહે વિચરે, કેવલ કમલા નાહુરે ॥૧॥ ભવિકા વિહર માન જિન વંદો ॥ આતિમ પાપ નિકંદોરે ॥

॥ ભ૦ ॥ એ આંકણી ॥ સુજાત સ્વયંપ્રભ રિષભાનન, અનંત વીરજ ચિત્ત ધરીએં ॥ સુરપ્રભશ્રી વિશાલ વિજ્રંધર ચંદ્રાનન તકીએંરે ॥ ભવિ૦ ॥૨॥ ચંદ્રબાહુ ભુજંગને ઇશ્વર, નેમિનાથ વિરસેન ॥ દેવજશ ચંદ્રજશા જીત વીરય, પુખ્ખર દ્વીપ પ્રસન્નરે ॥ ભ૦ ॥૩॥ આઠમી નવમી ચોવીશ પચવીશામી, વિદેહેં વિજય જયવંતા ॥ દશ લાખ કેવલી શોકોડ સાધુ, પરિવારેં ગહગહંતારે ॥ભ૦ ॥૪॥ ધનુષ પાંચશેં ઊંચી શોહે, સોવન વરણી કાયા ॥ દોષ રહિત સુર મહિ મહીતલ, વિચરે પાવન પાયારે ॥ ભ૦ ॥૫॥ ચોરાશી લાખ પૂરવ જિન જીવત, ચોત્રીશ અતિશય ધારી ॥ સમવસરણ બેઠા પરમેશ્વર, પડી બોહે નર નારી રે ॥ ભ૦ ॥૬॥ ખીમા વિજય જિન કરૂણા સાગર, આપ તર્યા પરને તારે ॥ ધર્મનાયક શિવ મારગ દાયક, જન્મ જરા દુઃખ વારેરે ભ૦ ॥૭॥ ઇતિ ॥૮૦॥

## ॥ अथ श्री सिद्धाचलजीनुं प्रथम स्तवन ॥

આંખડીએંરે મેં આજ, શેત્રુંજો દીઠોરે ॥ સવા લાખ ટકાનો દાહાડોરે, લાગે મને મીઠોરે ॥ એ આંકણી ॥ સફલ થયો મારા મનનો ઉમાહો ॥ વાલા મારા ભવનો સંશય ભાગ્યો રે ॥ નરક તિર્યંચ ગતિ દુર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે ॥ શેત્રું૦ ॥૧॥ માનવ ભવનો લાહો લીજે ॥ વા૦ ॥ દેહડી

પાવન કીજેરે ॥ સોના રૂપાને ફૂલડે વધાવી, પ્રેમે પ્રદક્ષણા દીજેરે ॥શેત્રુંજ॥૨॥ દુધડે પખાલી ને કેસર ઘોલી ॥ વા૦॥ શ્રી આદીશ્વર પુજ્યા રે ॥ શ્રી સિદ્ધાચલ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યા રે ॥ શેત્રુ૦ ॥૩॥ શ્રી મુખ સુધર્મા સુરપતિ આગે ॥ વા૦ ॥ વીરજિણંદઇમ બોલેરે ॥ ત્રણ ભુવનમાં તીરથ મોટું, નહિં કોઈ શેત્રુંજા તોલેરે ॥ શે૦ ॥૪॥ ઇંદ્ર સરિખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચિત્તમાં ચાહેરે ॥ કાયાની તો કાયર કાઢી, સુરજ કુંડમાં નાહેરે ॥ શે૦ ॥૫॥ કાંકરે કાકરે શ્રી સિદ્ધ ખેત્રે ॥ વા૦ સાધુ અનંતા સિદ્ધારે ॥ તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધારે શે૦ ॥૬॥ નાભિરાયા સુત નજરે જોતાં ॥ વા૦॥ મેહ અમીરસ વૂઠયારે ॥ ઉદય રતન કહે આજ મારે પોતે, શ્રી આદીશ્વર તૂઠયારે ॥ શે૦ ॥૭॥ ઇતિ પ્રથમ સ્તવનં ॥

## ॥ अथ द्वितीय स्तवन ॥

॥ જશોદા માવડી એ દેશી ॥

॥ જાત્રા નવાણું કરીએં વિમલ ગિરિ ॥ જાત્રા નવાણું કરીએ ॥ એ આંકણી ॥ પૂરવ નવાણું વાર શેત્રુંજગિરિ ॥ રીખભ જિણંદ સમોસરીએં ॥ વિ૦ ॥૧॥ કોડ સહસ ભવ પાતિક ત્રૂટે શેત્રુંજ સાહામાં ડગ ભરીએં ॥ વિ૦ ॥૨॥ સાત

છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢીએં ગિરિવરીએં ।। વિ૦ ।।૩।। પુંડરિક પદ જપીએં હરખેં, અધ્યવસાય શુભ ધરીએં ।। વિ૦ ।। ।।૪।। પાપી અભવ્ય ન નજરેં દેખે, હિંસક પણ ઉદ્ધરીએં ।। વિ૦ ।।૫।। ભુઈ સંથારો ને નારી તણો સંગ, દૂરથકી પરહરીએં ।। વિ૦ ।।૬।। સચિત પરિહારીનેં એકલ આહારી, ગુરૂ સાથેં પદ વરીએં ।। વિ૦ ।।૭।। પડિક્કમણાં દોય વિધિશું કરીએં, પાપ પડલ વિખરીએં ।। વિ૦ ।।૮।। કલિકાલેં એ તીરથ મોટું, પ્રવહણ જિમભવ દરીએ ।। વિ૦ ।।૯।। ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરીએં ।। વિમલ૦ ।।૧૦।। ।। ઇતિ ।।૮૨।।

## ॥ अथ तृतीय स्तवन ॥

।। ચાલો ચાલોરે રાજ, શ્રી સિદ્ધાચળ જઇએં ।। એ આંકણી ।। શ્રી વિમલાચલ તીરથ ફરસી ।। આતમ પાવન કરીએં ।। ચાલો૦ ।।૧।। ઇણગિરિ ઉપર મુનિવર કોડિ, આતમતત્વ નિપાયો ।। પુર્ણાનંદ સહજ અનુભવ રસ, માહાનંદ પદ પાયો ।। ચાલો૦ ।। ૨ ।। પુંડરિક પમુહા મુનિવર કોડિ, સકલ વિભાઝ ગમાયો ।। ભેદાભેદ તત્વ પરિણતિથી, ધ્યાન અભેદ ઉપાયો ।। ચાલો૦ ।।૩।। જિનવર ગણધર મુનિવર કોડિ એ તીરથ રંગ રાતાં ।। શુદ્ધ શકિત વ્યકતેં ગુણ સિદ્ધિ, ત્રીભુ-

વન જનના ત્રાતા ચાલો૦ ॥૪॥ એ ગિરિ ફરશ્યે ભવ્ય પરીક્ષા, દુર્ગતિનો હોયે છેદ ॥ સમ્યગ દરિસણ નિર્મળ કારણ, નિજ આનંદ અભેદ ॥ ચાલો૦ ॥૫॥ સંવત અઢાર ચુમ્મોત્તરા વરશે, શુદ માગશિર તેરસીએં ॥ શ્રી સુરતથી ભક્તિ હરખથી, સંઘ સહિત ઉલ્લસીએં ॥ ચાલો૦ ॥૬॥ કચરા કીકા જિનવરભક્તિ, રૂપચંદ્ર ગુણચંદ્ર ॥ શ્રી સંઘને પ્રભુ ભેટાવ્યા, જગપતિ પ્રથમ જિણંદ ॥ ચાલો૦ ॥૭॥ જ્ઞાનાનંદી ત્રિભુવન વંદિત, પરમેશ્વર ગુણ ભીના ॥ દેવચંદ્ર પદ પામે અદભુત, પરમ મંગલ લયલીના ॥ ચાલો૦॥૮॥ ઇતિ તૃતીય સ્તવનં॥૮૩॥

## ॥ अथ सिद्धाचल चतुर्थं स्तवनं ॥

॥ વિમલાચલ નિતુ વંદીએં; કીજેં એહની સેવા ॥ માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફલ લેવા ॥ વિ૦ ॥૧॥ ઉજ્જલ જિનગૃહ મંડલી, તીહાં દીપે ઉત્તંગા ॥ માનું હિમ ગિરિ વિભ્રમેં, આઈ અંબર ગંગા ॥ વિ૦ ॥૨॥ કોઈ અનેરૂં જગ નહીં, એ તીરથ તોલે ॥ ઇમ શ્રીમુખ હરિ આગળે, શ્રીસીમંધર બોલે ॥ વિ૦ ॥૩॥ જે સઘળાં તીરથ કર્યાં, જાત્રાફળ લહીએં ॥ તેહથી એ ગિરિ ભેટતાં, શતગણું ફલ લહીએં ॥ વિ૦ ॥૪॥ જનમ સફલ હોય તેહનો, જે એ ગિરિ વંદે ॥ સુજસ વિજય સંપદ લહે, તે નર ચિર નંદે ॥ વિમ૦ ॥ ઇતિ ॥૮૪॥

## ॥ अथ पंचतीर्थ थोयो ॥

॥ શ્લોક ॥ શ્રી શત્રુંજય મુખ્ય તીર્થ તીલકં શ્રી નાભિરાજાંગજં ॥ વંદે રૈવત શૈલ મૌલિ મુકુટં શ્રી નેમિનાથં યથા ॥ તારંગે અજિતં જિનં ભૃગુપુરે શ્રી સુવ્રતં સ્થંભને ॥ શ્રીપાર્શ્વં પ્રણમામિ સત્યનગરે શ્રી વર્દ્ધમાનં ત્રિધા ॥૧॥ વંદેઽનુત્તર કલ્પ તલ્પ ભુવને ગ્રૈવેયક વ્યંતરા ॥ જ્યોતિષ્યા મર મંદરાદ્રિ વસતીસ્તીર્થંકરાનાદરાન ॥ જંબુ પુષ્કળ ધાતકીષુ રૂચકે નંદીશ્વરે કુંડલે ॥ યેચા ન્યેપિ જિના નમામિ સતતં તાન કૃત્રિમા અકૃત્રિમાન ॥૨॥ શ્રી મદ્વીરજિનાસ્ય પદ્મ હૃદતો નિર્ગમ્યતે ગૌતમં ॥ ગંગા વર્તન મેત્ય યા પ્રવિભિદે મિથ્યાત્વ વૈતાઢયકં ॥ ઉત્પત્તિ સ્થિતિ સંહૃતિ ત્રિપથગા જ્ઞાનાંબુદા વૃદ્ધિગા ॥ સીમે કર્મમલં હરત્વ વિકલં શ્રીદ્વાદશાંગી નદી ॥૩॥ શક્ર શ્ચંદ્ર રવિ ગ્રહા શ્ચધરણ બ્રહ્મેંદ્ર શાંત્યંબિકા ॥ દિગ્પાલાઃ સકપર્દિગૌ મુખ્યગણિ શ્ચક્રેશ્વરી ભારતી ॥ યેઅન્યેજ્ઞાન તપ ત્ક્રિયાવ્રતિ વિધિ શ્રી તીર્થયાત્રાદિષુ ॥ શ્રી સંઘસ્ય સુરાશ્ચતુર્વિધ સુરાસ્તે સંતુ ભદ્રંકરાઃ ॥૪॥ ઇતી શ્રી પંચતીર્થ સ્તુતિ ॥૮૫॥

## ॥ अथ शंखेश्वर पार्श्वनी स्तुती ॥

॥ શંખેશ્વર પાસજી પૂજીએં, નર ભવનો લાહો લીજીએં॥

મન વંછિત પુરણ સુરતરૂ, જય વામાસુત અલવેસરૂ ॥૧॥ દોય રાતા જિનવર અતિ ભલા, દોય ધોલા જિનવર ગુણનીલા ॥ દોય લીલા દોય સામલ કહ્યા, શોલે જિન કંચન વર્ણ લહ્યા ॥ ॥૨॥ આગમ તે જીનવરેં ભાંખીઆ, ગણધર તે હઇડે રાખીઆ ॥ તેહનો રસ જેણે ચાખીયો ॥ તે હુઓ શિવ શુખ સાખીયો ॥૩॥ ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી ॥ સહુ સંઘના સંકટ ચૂરતી, નય વિમલના વંછિત પુરતી ॥૪॥ ॥ ઇતિ ॥૮૬॥

# ॥ अथ सज्झायो ॥

## प्रथम श्री विनय अध्ययननी सज्झाय.

॥ શ્રી નેમિસર જિન તણુંજી ॥ એ દેશી ॥ પવયણ દેવી ચિત્ત ધરીજી, વિનય વખાણીશ સાર ॥ જંબુને પૂછે કહ્યોજી, શ્રી સોહમ ગણધાર ॥૧॥ ભવિક જન વિનય વહો સુખકાર એ આંકણી ॥ પહિલે અધ્યનેં કહ્યોજી, ઉત્તરાધ્યન મઝાર ॥ સઘલા ગુણમાં મૂલગોજી, જે જિન શાસન સાર ॥૨॥ ભવિ૦ નાણ વિનયથી પામીએંજી, નાણેં દરિસણ શુદ્ધ ॥ ચરિત્ર દરિસણથી હુએજી, ચરિત્રથી પુણ સિદ્ધ ॥૩॥ ભવિ૦ ॥ ગુરૂની આણ સદા ધરેજી, જાણે ગુરૂનો ભાવ ॥ વિનયવંત ગુણ

રાગીઓજી, તે મુનિ સરલ સ્વભાવ ॥૪॥ ભવિ૦ ॥ કરણનુ કૂંડું પરિહરીજી, વિષ્ટાશું મન રાગ ॥ ગુરૂદ્રોહી તે જાણવાજી, સૂયર ઉપમા લાગ ॥૫॥ ભવિ૦ ॥ કોહ્યા કાનની કૂતરીજી, ઠામ ન પામીરે જેમ ॥ શીલ હીણ અકહ્યા ગરાજી, આદર ન લહે તેમ ॥૬॥ ભવિ૦ ॥ ચંદ તણી પેરે ઉજળીજી, કીરતિ તેહ લહંત ॥ વિષય કષાય જીતી કરીજી, જે નરશીલ વહંત ॥૭॥ ભવિ૦ ॥ વિજય દેવ ગુરૂ પાટવીજી, શ્રી વિજય સિંહ સૂરીંદ ॥ શીશ ઉદયવાચક ભણેજી, વિનય સયળ સુખકંદ ॥૮॥ ભવિ૦ ॥ ઇતિ ॥૮૭॥

## ॥ शिखामण सझ्झाय ॥

॥ જીવ વારૂં છું મોરા વાલમાં, પર નારીથી પ્રીતિ મ જોડ ॥ પરનારીની સંગત નહીં ભલી, તારા કુળમાં લાગસે ખોડ ॥ જીવ૦ ॥૧॥ જીવ આ સંસારછે કારમો, દીસેછે આળ પંપાળ જીવ એહવું જાણી ચેતજો, આગળ નાખીછે જાળ ॥ જીવ૦ ॥૨॥ જીવ માત પિતા ભાઈ બેનડી, સહુ કુટંબ તણો પરિવાર ॥ જીવ વેતી વારે સહુ સગું, પછે લાંબા કીધા જૂહાર ॥ જીવ૦ ॥૩॥ જીવ દેહ લગે સગો આંગણો, શેરીએં લગેં સગી માય ॥ જીવ સીમ લગેં શાજન ભલો, પછે હંસ એકીલો જાય ॥ જીવ૦ ॥૪॥ જીવ જાતાં થકાં નવિ જાણીઊં, નવિ જાણ્યો

વાર કુવાર ॥ જી૦ ગાડું ભરીયું ઇંધણે, ખોખરી હાંડલી સાર જી૦ ॥૫॥ જી૦ આઠમ પાખી ન ઓળખી, જી૦ બહુલાં કીધાં પાપ ॥ જી૦ સુમતિ વિજય મુનિ એમ ભણે, જી૦ આવાગમણ નિવાર ॥ જી૦ ॥૬॥ ઇતિ ॥૮॥

## ॥ अनाथी मुनिनी सझ्झाय ॥

॥ શ્રેણિક રયવાડી ચઢયો, પેખીયો મુનિ એકંત ॥ વર રૂપ કાંતેં મોહિઓ, રાય પુછે એ કહોનેં વિરતંત ॥૧॥ શ્રેણિક રાય હું રે અનાથી નિગ્રંથ ॥ તિણ મેં લીધો રે સાધુજીનો પંથ ॥ શ્રેણિક૦ ॥ એ આંકણી ॥ ઇણેં કોસંબી નયરી વસે, મુઝ પિતા પરિઘલ ધન ॥ પરિવાર પુરેં પરિવર્યો, હું છું તેહનો રે પુત્ર રતન ॥ શ્રે૦ ॥૨॥ એક દિવસ મુઝનેં વેદના, ઉપની મેં ન ખમાય ॥ માતા પિતા ઝુરી મરે, પણ સમાધિ કિણ નવિ થાય ॥ શ્રે૦ ॥૩॥ ગોરડિ ગુણ મણિઓરડી, ચોરડી અબલા નાર ॥ કોરડી પીડા મેં સહી, ન કોણેં કીધી મોરડી સાર ॥ શ્રે૦ ॥૪॥ બહુ રાજયેં વૈદ્ય બોલાવિયા, કીધલા કોડ ઉપાય, બાવના ચંદન ચરચિયા, તોહિપણ રે સમાધિ ન થાય ॥ શ્રે૦ ॥૫॥ જગમાંહિ કો કેહનો નહીં, તે ભણી હું રે અનાથ ॥ વીતરાગના ધરમ સરિખો, નહિં કોઈ બીજો રે મુક્તિનો સાથ શ્રે૦ ॥૬॥ વેદના જો મુઝ ઉપશમે, તો લેઉ સંજમ ભાર ॥

ઇમ ચિંતવતાં વેદના ગઇ, વ્રત લીધું મેં હર્ષ અપાર શ્રે૦ ॥ ॥૭॥ કરજોડિ રાજા ગુણ સ્તવે, ધન ધન એહ અણગાર ॥ શ્રેણિક સમકિત પામીયો, વાંદી પ્રુહતોરે નગર મઝાર ॥ શ્રે૦ ॥૮॥ મુનિ અનાથી ગાવતાં, તૂટે કર્મની કોડ ॥ ગણિ સમય સુંદર તેહના, પાય વંદેરે બે કરજોડ ॥ શ્રે૦ ॥૯॥ ઇતિ ॥૮૯॥

## ॥ श्री नेम राजुलनी सझ्झाय ॥

નદી જમુનાકે તીર ઉડે દોય પંખીયા ॥ એ દેશી ॥ પિઉજી પિઉજીરે નામ જપું દિન રાતિયાં ॥ પિઉજી ચાલ્યા પરદેશ તપે મોરી છાતીયાં ॥ પગ પગ જોતી વાટ વાલેસર કબ મિલે નીર વિછોયાં મીનકે તે જયું ટળવળે ॥૧॥ સુંદર મંદિર સેજ સાહિબ વિણ નવિ ગમે ॥ જિહાંરે વાલેસર નેમ, તિહાં મારૂં મન ભમે ॥ જો હોવે સજ્જન દૂર તોહિ પાસેં વસે ॥ કિહાં સાયર કિહાં ચંદ દેખી મન ઉલ્લસે ॥૨॥ નિઃસ્નેહી શું પ્રીતમ કરજ્યો કો સહી ॥ પતંગ જલાવે દેહ દીપક મનમેં નહીં ॥ વાલા માણસનો વિજોગ મ હોજો કેહનેં ॥ સાલેરે સાલ સમાન હઇઆમાં તેહનેં ॥૩॥ વિરહ વૃથાની પીડ જોબન વય અતિ દહે ॥ જેનો પિઉ પરદેશ તે માણસ દુઃખ સહે ॥ ઝુરી ઝુરી પંજર કીધ કાયા કમલજ જેસી ॥ હજીઅ ન આવ્યો નેમ મળિ નયણેં હસી ॥૪॥ જેને જેહ શું રંગ ટાલ્યો તે નવી ટળે ॥

ચકવા રયણી વિજોગ તેતો દિવસેં મળે ॥ આંબા કેરો સ્વાદ લિંબુ તે નવી કરે ॥ જે નાહ્યા ગંગા નીર તે છિલ્લર કિમ તરે ॥૫॥ જે રમ્યા માલતી ફુલ ચંતુરે કિમ રમે ॥ જેહનેં ઘીય શું પ્રેમ તે તેલેં કિમ જમે ॥ જેહને ચતુર શું નેહ તે અવરનેં શું કરે ॥ નવજોબન તજી નેમ વૈરાગી થૈ ફરે ॥૬॥ રાજુલ રૂપ નિધાન કે પોતી સહસાવનેં ॥ જઈ વાંધા પ્રભુ નેમ સંજમ લેઇ એક મનેં ॥ પામ્યાં કેવળ જ્ઞાન કે પોતી મનની રળી રૂપ વિજય પ્રભુ નેમ ભેટે આશા ફળી ॥૭॥ ઇતિ ॥૯૦॥

## ॥ आउखानी सज्झाय ॥

॥ આઉખું તુટાનેં સાંધો કો નહીંરે ॥ તિણ કારણ મ કરો જીવ પ્રમાદરે ॥ જરા આવ્યાનેં સરણું કો નહીંરે ॥ હીંસા છોડીનેં દયા પાળરે ॥ આઉ૦ ॥૧॥ કુટુંબ કબીલા નારી કારણેરે ॥ મૂરખ સંચ્યાં બહુલાં પાપરે ॥ ચોરતણી પેરેં છંડી ઝુરશોરે ॥ સહીશ ઇહલોક પરલોક સંતાપરે ॥ આ૦ ॥૨॥ ઊચાં ચણાવ્યાં મંદિર માળિયાંરે ॥ દે દે ધરતીમેં ઉંડી નીવરે એક દિન અણજાણ્યું ઉઠી ચાલવુંરે ॥ સુખ દુઃખ સેહેશે આપણો જીવરે આ૦ ॥૩॥ ચક્રવર્તિ હરિબલ રાણો કેસવોરે ॥ જો જો વળી ઇંદ્ર સુરાંનો નાથરે ॥ ઉગી ઉગીનેં ઉવેહી આથમ્યારે, જો જો કોઈ અચરિજ વાળી વાતરે ॥ આ૦ ॥૪॥ અ-

थिर संसार तजी मुनि नीसर्यारे ॥ करता मुनि नवला विहाररे ॥ भारंड पंखीनी दीधी उपमारे ॥ न धरे ममता नेह लगाररे आ० ॥५॥ चरित्र पाळे रुडो रीतशुंरे ॥ देवें मुनि अपनो उपदेशरे ॥ तिको मुनिवर सींधासी मोक्षनेरे ॥ जश लेई इह लोक परलोकरे ॥ आ० ॥६॥ शब्द रुप देखी समतां धरेरे ॥ म करे मुनि भण्यानुं अभिमानरे ॥ रुषि चोथमल सूत्र देखीनेंरे ॥ जोड कीधी जालोर मझाररे ॥ आ० ॥७॥ इति सझायो ॥९२॥

# ॥ अथ विधि प्रारंभ ॥

## ॥ समायक लेवानो विधि ॥

॥ प्रथम ऊंचे आसनें पुस्तक प्रमुख मुकीनें श्रावक श्राविका कटासणुं, मुहपत्ति, चवळो लई सुद्ध वस्त्र जग्या पुंजी ॥ कटासण उपर बेशी मुहपत्ति डाबा हाथमां मुख पासें राखी जमणो हाथ थापनाजी सन्मुख राखी एक नवकार गणि पचिंदिअ कही इच्छामि खमासमण देई, इरिया वहिया, तस्स उत्तरी, अन्नत्थ उससिएणं कही एक लोगस्सनो अथवा चार नवकारनो काउसग्ग करी, पारी, प्रगट लोगस्स कही खमासमण देई ॥ इच्छा कारेण संदिसह भगवन सामायक

મુહપત્તિ પડિલેહું ॥ ઇચ્છં ॥ ઇમ કહી મુહપત્તિ અંગની પ-ડિલેહણના (૫૦) બોલ કહિ મુહપત્તિ પડિલેહીએ ॥ ખમા-સમણ દેઈ૦ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન સામાયક સંદિસાહું ઇચ્છં ॥ વસી ખમા૦ દેઈ ઇચ્છા૦ ॥ સામાયક ઠાઊં ॥ ઇચ્છં ॥ એમ કહિ બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન પસાય કરી સમાયક ઉચ્ચરાવોજી ॥ વડિલ કરે, કરેમિભંતે કહે ॥ પછે ખમાસમણા દેઈ ઇચ્છા૦ બેસણે સંદિસા હું ખમા૦ ઇચ્છા૦ ॥ બેસણે ઠાઊં ॥ ખમા૦ ઇચ્છા૦ સઝાય સંદિસાહું ખમા૦ ઇચ્છા ૦ ॥ સઝાય કરૂં ॥ ઇચ્છં ॥ એમ કહી ત્રણ નવકાર ગણવા ॥ પછે બે ઘડી સઝાય ધર્મ ધ્યાન કરવું ॥ ઇતિ સામાયક લેવાનો વિધિ ॥૯૨॥

## ॥ अथ सामायक पारवानो विधि ॥

॥ ખમાસમણ દેઈ ઇરિયા વહિ પડિક્કમાથી યાવત લો-ગસ્સ સુધી કહી ॥ ખમા૦ ॥ ઇચ્છા૦ ॥ મુહપત્તિ પડી લેહું કહી મુહપત્તિ પડિ લેહિ ખમાસમણ દેઈ ॥ ઇચ્છા૦ ॥ સા-માયક પારૂં યથાશકિત ॥ વળી ખમાસણ દેઈ ઇચ્છા૦ ॥ સામાયક પાર્યું તહત્તિ ॥ પછે જમણા હાથ ચવલા ઉપર અથવા કટાસણા ઉપર થાપી એક નવકાર ગણી " સમાઇય વયજુ-

તો" કહીએં પછે એક નવકાર જમણો હાથ થાપના સામો સવળો રાખી ગણીએં ॥ ઇતિ પારવાનો વિધિ ॥૯૩॥

## ॥ देवसिक प्रतिक्रमणानो विधि ॥

॥૧॥ પ્રથમ સામાયક લીજેં ॥૨॥ પાણી વાવર્યું હોય તો મુહપત્તિ પડિલેહવી ॥૩॥ આહાર વાવર્યો હોય તો વાંદણા બે દેવાં, તિહાં બીજા વાંદણાંમાં આવસીઆએ ન કહેવું ॥૪॥ યથાશકિત પચ્ચખ્ખાણ કરવું ॥૫॥ ખમાસણ દેઈ॥ ઇચ્છા૦ કહી વડેરા અથવા પોતેં ચૈત્યવંદન કહીને ॥૬॥ પછે જંકિંચિ ॥ નમુથ્થુણં કહી ઉભા થઇને અરિહંત ચેઇયાણં કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઅર્હત કહીનેં પ્રથમ થોય કેહેવી પછેં ॥૭॥ લોગસ્સ૦ ॥ સવ્વલોએ "અરિહંત ચેઇયાણં" કહીનેં ૧ નવકારનો કાઉસ્સગ્ગ પારીને બીજી થોય કેહેવી પછેં ॥૮॥ પુખ્ખર વરદી૦ કહી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૦ એક નવકારનો કાઉસ્સગ્ગ પારી ત્રીજી થોય કેહેવી પછેં ॥૯॥ સિદ્ધાણં બુદ્ધાણં કહી વેયાવચ્ચ ગરાણં૦ કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ્થ૦ ॥ પછી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઅર્હત૦ કહી ચોથી થોય કહેવી ॥૧૦॥ પછે બેશીને નમુથ્થુણં કેહેવું, પછી ચાર ખમસમણ દેવાં પુર્વક ॥૧૧॥ ભગવાન આચાર્યા ઉપાધ્યાય સર્વ સાધુભ્યઃ વાંદવા પછેં ॥૧૨

ઈચ્છા કારેણ૦ દેવસિક પ્રતિક્રમણે ઠાઉ એમ કહી જમણો હાથ ચરવળા વા કટાસણા ઉપર થાપીને ॥ ઇચ્છં ॥ સવ્વ સ્વિ દેવસિઅ૦ કેહેવું પછે ॥૧૩॥ ઉભા થઈ કરેમિ ભંતે ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જોમે દેવસિઓ તસ્સ ઉત્તરી કહી ॥ ॥૧૪॥ આઠ ગાથાનું કાઉસ્ગગ કરવું ॥ આઠ ગાથા ન આવડે તો આઠ નવકારનું કાઉસ્સગ્ગ કરવું તે પારીને ॥૧૫॥ લોગસ્સ કેહેવો. બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડીલેહિ ને વાંદણાં બે દેવાં ॥૧૬॥ પછે ઉભા થઈને ઈચ્છાકારેં૦ દેવસિઅં આલોઉ ઇચ્છં આલોએમિ જો મે દેવસિઓ કહી સાત લાખ કેહેવા પછે અઢાર પાપસ્થાનક આલોઇને સવ્વસ્સવિ દેવસિઅં કહિને બેસવું એક નવકાર ગણી કરેમિભંતે ઇચ્છામિ પડિક્કમિઉ કહીને વંદિતું કેહેવું ॥ પછે વાંદણાં બે દેવાં પછે અપભુટ્ઠિઓહં ખામીને વાંદણાં બે દેવાં. ઉભા થઈ આયરીય ઉવઝાએ કહિને કરેમિ ભંતે૦ ઇચ્છામિ ઠામિ૦ જોમે દેવસિઓ૦ તસ્સ ઉત્તરી૦ કહી, બે લોગસ્સ વા આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને લોગસ્સ કહી સવ્વલોએ અરિહંત ચેઇયાણં૦ વંદણ૦ કહી એક લોગસ્સ વા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પારીને પુખ્ખર વરદી૦ સુઅસ્સ ભગવઓ૦ કરેમિ૦ વંદણ૦ એક લોગસ્સ વા ચાર નવકારનો કાઉસ્ગસ તે પારીને

સિદ્ધાણં બુદ્ધાણં૦ કહી સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં એક નવકારનો કાઉસ્સગ્ગ તે પારી નમોઅર્હંત કહી પુરૂષે સુયદેવયાની થોય કહેવી સ્ત્રીને કમલ દલની થોય કહેવી ॥ ખેત્ર દેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં૦ એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઅર્હંત કહી ક્ષેત્ર દેવયાની બીજી થોય સ્ત્રીને તથા પુરૂષને કહેવી. પછે એક નવકાર ગણી બેસીને છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડી લેહી બે વાંદણાં દીજે. ૧ સામાયક, ૨ ચઉવ્વિસથ્થો, ૩ વંદણ, ૪ પડિક્કમણું, ૫ કાઉસ્સગ્ગ, ૬ પચ્ચખ્ખાણ એ છ આવશ્યક સંભારવાં. ઇચ્છામો અણુસટ્ઠિ કહી નમો ખમાસમણાણં કહી નમોઅર્હંત૦ પુરૂષ નમોસ્તુ વર્ધમાનય કહે ॥ સ્ત્રી સંસાર દાવાની થોય ત્રણ કહે. પછે નમુથ્થુણં કહી સ્તવન કહેવું ॥ વરકનકા કહી ભગવાન આદે વાંદવા. પછે જમણો હાથ ઉપધી ઉપર થાપી અઢ્ઢાઈજ્જેસુ કહેવું. પછે દેવસિઅપાયચ્છિત્તનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સ વા શોલ નવકારનો કરવો. પછી તે કાઉસ્સગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહી બેસીને ખમાસમણાં બે દેઈ સઝાયનો આદેશ માગી એક નવકાર ગણી સઝાય કહીએં પછે એક નવકાર ગણીએં, પછે દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સનો સંપુર્ણ વા શોલ નવકારનો કરવો તે પારીને નમોઅર્હંત૦ કહી લઘુશાંતિ કહેવી.

પછે પ્રગટ લોગસ્સ કહી ઇરિયાવહી યાવત લોગસ્સ કેહેવો અઉક્ષસાય નમુથ્થુણં કહી જાવંતિ બે કહી ઉવસગ્ગ હરં૦ ॥ જયવીયરાય કહી મુહપત્તિ પડી લેહવી ॥ ઇચ્છામિ૦ ઇચ્છા૦ સામાયક પારવું ॥ યથાશકિત ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયક પાર્યું તહત્તિ કહી પછી જમણો હાથ ઉપધી ઉપર સ્થાપી એક નવકાર ગણીને સામઇઅવયજુત્તો કહેવું. પછી સ્થાપના હોય તો એક નવકાર ગણી ઉઠે એ દેવસી પ્રતિક્રમણ વિધિ કીધા બાકી અંતરવિધિ મોહોઢાથી સમજવી ॥ ॥ ઇતિ દેવસી પ્રતિક્રમણ વિધિ ॥૯૪॥

## ॥ अथ राइप्रतिक्रमण विधि ॥

॥ પ્રથમ પુર્વ રીતેં સામાયક લીજેં પછે કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સનો વા શોલ નવકારનો કરી પારી પ્રગટ લોગસ્સ કેહેવો. પછે ખમાસમણ દેઇ જગચિંતામણિનું ચૈત્યવંદન જયવિયરાય સુધિ કેહેવું. ખમાસમણ દેઇ ભગવાન આદે વાંદવા ખમાસમણ બે દેઇ સઝાયનો આદેશ માગી એક નવકાર ગણીને ભરહેસરની સઝાય કહીને એક નવકાર ગણવો ॥ પછેં ઇચ્છકાર સુહરાઇનો પાઠ કહેવો. પછે ઇચ્છાકા૦ રાઇપ્રતિક્રમણે ઠાઉં કહીને જમણો હાથ ઉપધી ઉપર થાપી ઇચ્છં૦ સવ્વ સવિ૦ ॥ રાઇય દુચ્ચિંતિય૦ કહી

નમુથ્થુણં કરેમિ ભંતે કહી ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સ ઉત્તરી કહી એક લોગસ્સ વા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પારીનેં લોગસ્સ સવ્વલોએ અરિહંત૦ કહી એક લોગસ્સ વા ચાર નવકારનો કાઉસ્સગ્ગ૦ પારી પુખ્ખર વરદી૦ સુઅસ્સ૦ વંદણ કહી આઠ ગાથા વા આઠ નવકારનો કાઉસ્સગ્ગ પારી સિદ્ધાણં બુદ્ધાણં કહીનેં ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિ લેહી વાંદણાં બે દેવાં ॥ તીહાંથી તે અભ્ભુટ્ઠિઓ ખામિ વાંદણાં દીજેં તીહાં સુધી દેવસીની રીતેં પણ જે ઠેકાણે દેવસિઅં આવેછે, તે ઠેકાણે રાઇયં કહેવું. પછે આયરિઅ ઉવઝાએ૦ કરેમિભંતે૦ ઇચ્છામિ ઠામિ૦ તસ્સ ઉત્તરી૦ કહી તપચિંતામણિ અથવા ચાર લોગસ્સ વા શોલ નવકારનો કાઉસ્સગ્ગ કરવો, તે પારીનેં પ્રગટ લોગસ્સ કહી છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિ લેહી વાંદણાં બે દેવાં. પછે તીર્થ વંદન કરવું યકાશકિતએં પચ્ચખ્ખાણ કરવું. છ આવશ્યક સંભારવાં. પચ્ચખ્ખાણ કર્યું હોય તો કર્યું કહેવું. ન કર્યું હોય તો ધાર્યું છેજી એમ કહેવું. પછે ઇચ્છામો અણુસટ્ઠીં૦ નમોઅર્હંત૦ વિશાલ લોચન૦ નમુથ્થુણં૦ અરિહંત ચેઇયાણં૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઅર્હંત કહી કલ્યાણકંદની થોય પ્રથમ કહેવી. લોગસ્સ૦ પુખ્ખરવરદી૦ સિદ્ધાણં બુદ્ધાણં૦ કહી અનુક્રમેં ચાર થોયો કહીએં છીએં.

તેવી રીતે કહી પછે નમુથુણં કહી ભગવાન આદ વાંદવા પછે જમણે હાથ ઉપધી ઉપર થાપી અઢ્ઢાઇજ્જેસુ કહેવું. પછ સીમંધર સ્વામીનું ચૈત્યવંદન સ્તવન થોય કહીએ. તીહાં સુધ કરવું. પછે સિદ્ધાચલનું ચૈત્યવંદન થોય સુધી કરવું. પછે સામાયક પારવું પ્રથમ પ્રમાણે ॥ ઇતિ ॥૯૫॥

## ॥ अथ पख्खि प्रतिक्रमण विधि ॥

॥ પ્રથમ દેવસિક પ્રતિક્રમણમાં વંદિ કહી રહ્યાં તીહાં સુધી કેહેવું પણ ચૈત્યવંદન સકલાઅર્હતનું કેહેવું ને થોયો સ્નાતસ્યાની કેહેવી, પછે ખમાસમણ દેઇને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન દેવસિઅં અલોઇઅ પડિક્કંતા ઇચ્છાકારેણ૦ પખ્ખિ મુહપતિ પડિલેહું. એમ કહી મુહપત્તિ પડિલેહિએ પછે વાંદણાં બે દીજે, પછે ઇચ્છાકાર૦ સંબુદ્ધા ખામણેણં અભુટ્ઠિઓહં અભ્ભિંતર પખ્ખિઅં ખામેઉ ઇચ્છં ખામેમિ પખ્ખિઅં પનરસ દિવસાણં પનરસ રાઇઆણં જંકિંચિ૦ કહી ઇચ્છાકા૦ કહી પખ્ખિઅ અલોએમિ ઇચ્છં આલોએમિ જો મે પખ્ખિઓ૦ કહી ઇચ્છાકા૦ કહી પખ્ખિ અતિચાર આલોઊ એમ કહી અતિચાર કહિએં પછે એવંકારે૦ સવ્વસવિ પખ્ખિઅ દુચ્ચિંતિઅ૦ દુબ્ભાસિય દુચ્ચિટ્ઠિઅ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન પસાઓ

કરી પખ્ખિ તપ પ્રસાદ કરશોજી. એમ ઉચ્ચાર કહીને આવી રીતે કહિએ ચઉથ્થેણં એક ઉપવાસ, બે આંબિલ ત્રણ નીવિ, ચાર એકાસણાં, આઠ બે આસણા, બે હજાર સઝાય, યથા-શકિત તપ કરી પ્રવેશ કર્યો હોય તો પઈઠી કહીએ ન કરવો હોયતો અણબોલ્યા રહીએ. પછે વાંદણાં બે દીજે પછે ઇચ્છા-કા૦ પત્તેઅ ખામણેણં અબ્ભુઠ્ઠિઓહં અભ્ભિંતર પખ્ખિઅં ખામેઉ ઇચ્છં ખામેમિ પખ્ખિઅં પનરસ દિવસાણં પનરસ રાઇઆણં જંકિંચિ૦ પછે વાંદણા બે દિજે. પછે દેવસિઅં આલોઇઅ પડિક્કંતા ઇચ્છાકા૦ પખ્ખિઅ પડિક્કમુ સમ પડિ-ક્કમામિ ઇચ્છં એમ કહી કરેમિભંતે કહી ઇચ્છામિ પડિક્કમિઉ જો મે પખ્ખિઓ૦ કેહેવું. પછે ખમાસમણ દેઈ ઇચ્છાકારે૦ કહી પખ્ખિસુત્ર પઢું. એમ કહી ત્રણ નવકાર ગણી સાધુ હોય તો પખ્ખિસૂત્ર કહે. સાધુ ન હોયતો ત્રણ નવકાર ગણી શ્રાવક વંદિતુ કહે પછે સુઅ દેવયાની થોય કેહેવી. પછે હેઠા બેસી જ-મણો ઢિચણ ઉભો કરવો. એક નવકાર ગણી કરેભિભંતે૦ ઇચ્છામિ પડિ૦ કહી વંદિતું કહેવું. પછે કરેમિભંતે૦ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે પખ્ખિયો૦ તસ્સ ઉત્તરી૦ અન્નથ્થ૦ કહી બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો તે લોગસ્સ ચંદેસુ નિ૦ મ્મલયરા સુધી કહેવા. અથવા અડતાલીશ નવકારનો કાઉ-

સ્સગ્ગ પારીને પ્રગટ લોગસ્સ કહી મુહપત્તિ પડિલેહીએ વાંદણા બે દીજેં, પછે ઇચ્છાકા૦ સમાપ્ત ખામણેણં અબ્ભુટ્ઠિઓહં અબ્ભિંતર૦ પખ્ખિઅં૦ ખામેઉઇચ્છં ખામેમિ પખ્ખિઅં એક પખ્ખાણં પનરસ દિવસાણં પનરસ રાઇયાણં જિંકિંચિઅ પત્તિઅં ને પછી ખમાસણ દેઇનેં ઇચ્છાકા૦ કહી પખ્ખિખામણાં ખામું. એમ કહી ખામણા ચાર ખામવાં. પછે દેવસિ પ્રતિક્રમણામાં વંદિતા પછે બે વાંદણાં દેવાં તાહાંથી તે સામાયક પારીએ તીહાં સુધી દેવસીની પેઠેં જાણવું. પણ સુઅદેવયાની થોયોને ઠેકાણે જ્ઞાનાદિની થોયો કહેવી. સ્તવન અજિત શાંતિનું કહેવું. સઝાયને ઠેકાણે ઉવસગ્ગહરં તથા સંસારદાવાની થોયો ચાર કહેવી. લઘુશાંતિને ઠેકાણે મોટી શાંતિ કેહેવી ॥ ઇતિ પખ્ખિ પ્રતિક્રમણ વિધિઃ ॥૯૬॥

## ॥ अथ चउमासीक प्रतिक्रमण विधि ॥

॥ પખ્ખિના વિધિ પ્રમાણે કરવું પણ બાર લોગસ્સના કાઉસ્સગ્ગને ઠેકાણે વીશ લોગસ્સનો કરવો. ને પખ્ખિના આગારને ઠેકાણે ચઉમાસીના કેહવા ને તપને ઠેકાણે છઠ્ઠેણં બે ઉપવાસ, ચાર આંબિલ, છ નીવિ, આઠ એકાશણાં, શોલ બે આસણાં, ચાર હજાર સઝાય, એ રીતેં કહીએં ॥ ઇતિ૦ ॥૯૭॥

## ॥ अथ संवत्सरी प्रतिक्रमण विधि ॥

॥ પખ્ખિના વિધિ પ્રમાણે કરવું પણ બાર લોગસ્સના કાઉસ્સગ્ગને ઠેકાણે ચાલીશ લોગસ્સ વા એકસોને સાઠ નવકારનો કરવો. ને તપને ઠેકાણે અઠ્ઠમ ભત્ત ત્રણ ઉપવાસ, છ આંબિલ, નવ નીવિ, બાર એકશણાં, ચોવીસ બેઆશણાં, છ હજાર સઝાય એ રીતે કેહેવું ને પખ્ખિના આગારને ઠેકાણે સંવત્સરીના આગાર કેહેવા ॥ ॥ ઇતિ ॥ પંચ પ્રતિક્રમણ વિધિઃ સંપુર્ણ ॥

## ॥ अथ पडिलेहण करवानो विधि ॥

॥ નવકાર પંચિંદિઅ કહી ઇરિયાવહિ પડિક્કમવી, થાપના હોય તો નવકાર પંચિંદિઅ ન કહેવું પછી તસ્સ ઉત્તરી કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ. લોગસ્સ કહી ઉભે પગે બેસી મુહપત્તિ ચવલો કટાસણું ઉત્તરાષણ ધોતીઊં કંદોરો આદેં પડિલેહણ કરવું પછી કાજો કાઢી જીવ કલેવર સચિત્ત આદેં જોવું પછી થાપનાજી સન્મુખ ઉભો રહી ઇરિયાવહિ પડિક્કમિ કાજો પરઠવવા જગ્યા શોધી ત્રણવાર અણુજાણહ જસ્સગ્ગો કહી કાજો પરઠવો પછી ત્રણવાર વોસિરે કહેવું ॥ ઇતિ પડિલેહણનો વિધિ ॥૯૬॥

## ॥ अथ पच्चख्खाण पारवानो विधि ॥

॥ પ્રથમ ઇરિયા વહિઆ પડિક્કમીયેં પછી જગચિંતામ-ણિનું ચઇત્યવંદન જયવિયરાય સુધી કરવું. પછે મન્હજિણા-ણંની સઝાય કહી મુહપત્તિ પડિ લેહેવી ઇચ્છામિ૰ ઇચ્છાકા૦ પચ્ચખ્ખાણ પારૂં યથાશકિત ઇચ્છામિ૰ ઇચ્છાકા૦ પચ્ચ-ખ્ખાણ પાર્યું, તહતિ એમ કહી જમણો હાથ કટાસણાં વા ચવલા ઉપર થાપી એક નવકાર ગણી પચ્ચખ્ખાણ કર્યું હોય તે કેહેવું, તે લખીયે છીયેં ॥ ઉગ્ગએ સુરે નમુક્કાર સહિઅં પોરસિં સાઢ પોરિસં ગંઠસહિયં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાણ કર્યું. ચઉવિહાર, આંબિલ, નીવી, એકાસણું, બેઆસણું કર્યું. તિ-વિહાર પચ્ચખ્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં, આરાહિઅં, જંચન આરાહિઅં તસ્સ મિચ્છામિ દુ-ક્કડં ॥ ઇતિ વિધિ સંપુર્ણ ॥૧૦૦

## ॥ पद सातमुं महोलें पधारो महाराज ए रागमां ॥

॥ અરજ સુનીજે મહારાજ, નેમ પ્રભુ અરજ સુનીજે ॥ ટેક ॥ દોહા ॥ સમુદ્રવિજય કુલચંદલો, શિવાદેવી માત ॥ આપ સુનો મેરી વીનતિ, કરજોડી કહું વાત ॥ નેમ૰ ॥૧॥ તોરણ આઈ પરણવા, લેઈ સાથેં પરિવાર ॥ પીછા રથ

ફરાવીયા, સુની પશુઅનકી પોકાર ॥ નેમ૦ ॥ ૨ ॥ મુજનેં છોડીનેં પ્રભુ, જાઓ હો ગિરનાર ॥ મૈં અબલા પતિ હીન ભયે, અબ કરના કવન બિચાર ॥ નેમ૦ ॥ માત પિતાનેં પરિહરી, દીક્ષા લેઇ પ્રભુ પાસ ॥ પીયુ પહેલી શિવ જાયકે, પુરી સબ મનકી આસ ॥ નેમ૦ ॥૪॥ કલ્યાન નિધાન પાઠક ગણિ, ચંદ ગોપાળદાસ ॥ શ્રીસંઘકી આશા પુરજો, પ્રભુ જાણી તુમારો દાસ ॥ ॥ નેમ૦ ॥૫॥ ॥ ઇતિ ॥

## श्री अजितनाथ महाराजनी लावणी.

॥ શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નિવાજ, જરૂર જિનવરજી સેવક શિરનામે, તને ઉચ્ચારે અરજી॥ કર માફી મારા વાંક, રઝળીઓ રાંક, અનંતા ભવમે ॥૨॥ આવ્યોછું તારા શરણ, બલી દુઃખ દવમેં ॥ ક્રોધાદિક ધુકતા ચાર, ખરેખર ખાર, લગ્યા મુજકડે ॥૨॥ વળી પાપી મારો નાથ, છેક છંછેડોસ આ મુજશે મુજ ભગવાન, કરૂં ગુણગાન, ધ્યાનમાં ધરજી ॥ ॥૨॥ સેવક૦ ॥૧॥ મેં પુરણ કર્યાછે પાપ, સુણજો આપ, કહું કરજોડી ॥ મુજ ભુંડામાં ભગવાન, ભુલ નહીં થોડી ॥ જીવ હિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું ॥૨॥ જુઠું બહુ બોલી, સાચને શું હરવું॥ તુજ ખોળામાં મુજ શીશ, જાણ જગદીશ, ગમે તે કરજી ॥૨॥ સેવક૦ ॥૨॥ મેં કર્યાં બહુ કુકર્મ,

ધરી નહીં ધર્મ, પુરણ હું પાપી ।। અવળો થઈ તારી આણ, મેંજ ઉત્થાપી ।। મેં મુરખ નિંધા ઘણી, મુનિ પરતણી, કરી હરખાયો ।।૨।। પરદારા દેખી લબાડ હું લલચાયો ।। કિંકર કહે કેશવલાલ, આણીને વ્હાલ, દુઃખ તું હરજી ।।૨।। સેવ૦ ૩

# શ્રી દિવાળીનું સ્તવન.

રમતી ગમતી અમુન સાહેલી, બેઉ મળી લીજીએ એક તાલીરે; સખી આજ અનોપમ દીવાળી, લીલ વીલાસેં પુરણું માસે, પોસ દસમ શી રળીઆળીરે; સ. પશુપંખી વશીયા વનવાસે, તે પણ સુખીઆ સમકાલીરે; સ. એણી રાતરે ઘર ઘેર ઓછવસે, સુખીયાં જગતમાં નર નારીરે,સ. ઉતમ ગ્રહ પર્સાખા જોગે, જનમ્યા પ્રભુજી જયકારીરે, સ. સાતે નરકે થયાં અજવાળાં, થાવરને પણ સુખકારીરે, સ. માતા નમી આદે દીક કુંવરી, અધર લોકની વસનારીરે, સ. સુતી ઘર ઇસાને કરતી, જોજન એક અસુચી તાલીરે; સ. ઉરધ્ધ લોકની આઠ કુમારી, દરસાવે જલ કુસુમાલીરે; સ. પુરવ વરૂ ચક આઠ દરપણ, ધરતી દક્ષણની અડકળ સાલીરે, સ. અડપંછમની પંખા ધરતી, ઉતર આડ ચમર ઢાલીરે; સ. વીદીસ નીચુ ઉદીપક ધરતી, રૂચક દીપની ચઉ બાલીરે; સ. કેલ તણાં ઘર ત્રણ કરીને, મરદન સ્નાન અલંકારીરે; સ. રક્ષા પોટલી બાંધી

બેઉને, મંદીરે મેલા શણગારીરે; સ. પ્રભુ મુખ કમલે અમરી ભમરી, રાસ રમતી લટકાળીરે; સ. માતા તુ જગતની માતા, જગ દીપકની ધરનારીરે; સ. માજી તુજ નંદન ઘણું જીવો, ઉતમ જીવને ઉપગારીરે; સ. છપન દીક કુંવરી પણ ગાતી, શ્રી શુભ વીર વચન સાલીરે; સ. સંપુરણ.

હાંરે તુંતો નજર મેહેરદી કરનાવે ॥ ટેક ॥ મેહું અધમ પાપકી મૂરત, મેરા દોષના ધરનાવે ॥ હાંરે૦ ॥ ૧ ॥ અષ્ટ ભવંતર મેં નેહ કીનો, નવમે ભવ નિભાવનાવે ॥ હાંરે૦ ॥૨॥ રૂપચંદ કહે નાથ નિરંજન, આવાગમન નિવારનાવે હાંરે ॥૩॥



આંબેલ ઓળીનું સ્તવન ॥ ઓ ભવિ પ્રાણીરે સેવો. સિદ્ધચક્ર ધ્યાન સમો નહીં મેવો ॥ ઓ ભવિ૦ ॥ એ આંકણી જે સિદ્ધચક્રને આરાધે, તેની કીર્ત્તિ જગમાં વાધે ॥ ઓ ભવિ૦ ॥૧॥ પેહેલે પદેરે અરિહંત, બીજે સિદ્ધ બુધ ધ્યાન મહંત ॥ ત્રીજે પદેરે સુરીસર, ચોથે ઉવઝાયને પાંચમે મુનીસર ॥ ઓ ભવિ૦ ॥૨॥ છઠ્ઠે દર્શન કીજે, સાતમે જ્ઞાનથી શિવ સુખ લીજે આઠમે ચારિત્ર પાળો, નવમે તપથી મુકતેં જાવો ॥ ઓ ભવિ૦ ॥૩॥ ઓળી આંબેલની કીજેં, નોકારવાલી વીશ ગણીજેં ॥ ત્રણ ટંકનારે દેવ વાંદીજેં, પલેવણ પડિક્કમણાં કીજેં ॥ ઓ

ભવિ૦ ॥૪॥ ગુરૂ મુખ ક્રિયાએ કીજે; દેવ ગુરૂ ભક્તિ ચિત્તમાં ધરીજે ॥ એમ કહે રામનો શિષ્ય, ઓલી ઉજવજો જગદીશ ॥ એ ભવિ૦ ॥૫॥

બેર બેર નહીં આવે અવસર, બેર બેર નહી આવે ॥ ટેક ॥ જ્યું જાણે ત્યું કર લે ભલાઈ, જનમ જનમ સુખ પાવે ॥ અવસર૦ ॥૧॥ તન ધન જોબન સબહી જુઠો, પ્રાણ પલકમેં જાવે ॥ અવસર૦ ॥૨॥ તન છૂટે ધન કૌણ કામકો, કાયાકું કૃપણ કહાવે ॥ અવસર૦ ॥૩॥ જાકે દીલમેં સાચ બસત હે, તાકૂં જૂઠ ન ભાવે અવસર૦ ॥૪॥ આનંદઘન પ્રભુ ચલત પંથમેં, સમરી સમરી ગુણ ગાવે ॥ અવસર૦ ॥૫॥

## ॥ અથ શ્રી જિનદાસજી કૃતધન ॥

અરે તુમ જપો મંત્ર નવકાર, ઉનસેં ઉતરોગે ભવપાર ॥ હોય તેરી કાયાકો ઓધાર, સફલ કર લે અપનો અવતાર ॥ ધ્યાન તુમ મનમેં ધરો નર નાર, ખાણ દુઃખકી એ હે સંસાર ॥ કરે પ્રભુ ખ્યાલ અબ જિન દાસ, રાખો પ્રભુ મુઝ ચરણોંકે પાસ ॥ ૧ ॥

## ॥ શીખામણની લાવણી ॥

ચલ ચેતન અબ ઉઠકર અપને, જિનમંદિર જઈયેં ॥

કીસીકી ભુંડીના કહિંયે, કીસીકી બુરી ના કહીયે ॥ ચલ૦ એ આંકણી ॥ ચરણ જિનવરકા ભેટયા ॥ ચર૦ ॥ ભવભવ સંચિત પાપ કરમ સબ, તન મનકા મેટયા ॥ સુકૃત કીજે મહારાજ ॥ સુકૃત૦ ॥ જિનવરકા ગુણ ભજ લીજે, સમકિત અમૃત રસ પીજે,લાભ જિન ભકિતકો લહીયેંરે ॥ લાભ૦ ॥ ચલ૦ ॥૧॥ કરોજી મત સુખસેં બડાઈ॥ કરો૦ ॥ તજ તામસ તન મનકી સુમતા, સેં રેનાં ભાઈ॥ રીતસેં બોલો, મેરી જાન ॥ રીત૦ આતમ સમતામેં તોલો, મત મરમ પારકા ખોલો, મૌન કર તન મનસેં રહીયેંરે મૌન૦ ॥ ચલ૦ ॥૨॥ જોબન દિન ચાર તણો સંગીરે ॥ જોબન૦ ॥ અંત સમય ચેતન ઉઠ ચાલે, કાયા પડિ નંગી ॥ પ્રીત સબ તુટી, મેરી જાન ॥ પ્રીત૦ ॥ આઉખાકી ખરચી ખુટી, ચેતનસેં કાયા રૂઠી, સુખ દુઃખ આપ કિયા સહીયેંરે ॥ સુખ૦ ચલ૦ ॥૩॥ જગતસેં રહેનાં ઉદાસીરે ॥ જગ૦ ॥ પરખ્યા મેં જિનરાજ હરો, મેરી દુરગતકી ફાંસી ॥ તજો સબ ધંધા, મેરી જાન ॥ તજો૦ ॥ જિનવર મુખ પુનમ ચંદા, જિનદાસ તુમારા બંદા, મેરે એક જિન દર્શન ચહિયેંરે ॥ મેરા૦ ॥ ચલ૦ ॥૪॥

## ॥ अथ श्री कुंअर विजयजी कुत अष्टप्रकारी पूजा ॥

દોહા ॥ ત્રિજગ નાયક તું ધણી, મહા મહોટો મહારાજ

મ્હોટે પુણ્યેં પામિયો, તુજ દરિસણ હું આજ ॥૧॥ આજ મનોરથ સવિ ફલ્યા, પ્રગટ્યા પુણ્ય કલોલ ॥ પાપ કરમ દુરે ટલ્યા, નાઠા દુઃખ દંદોલ ॥૨॥ સુખ દાયી પ્રભુ તું વડો, તુજ સમ અવર ન કોય ॥ કર્મ મલ દુરેં કર્યા, પામ્યા શિવ પદ સોય ॥૩॥ જ્ઞાનાવરણી ક્ષય કરી, દર્શનાવરણી કર્મ ॥ વેદની કર્મ દુરેં કરી, ટાલ્યું મોહની કર્મ ॥૪॥ નામ કર્મ આયુ કર્મ, ગોત્ર અને અંતરાય ॥ અષ્ટ કર્મ તેં એણી પરેં, દુર કર્યાં મહારાય ॥૫॥ દોષ અઢારેં ક્ષય ગયા, પ્રગટ્યા ગુણ અનંત ॥ અંતરંગ સુખ ભોગવે, નિશ્ચલ ધીર મહંત ॥૬॥ કલપવૃક્ષને કામ કુંભ, પુરે મનના કોડ ॥ પ્રભુ સેવાથી તે મળે, મનચ્છા હોય અડોલ ॥૭॥ ત્રણ ભુવનમાં તું વડો, તુજ સમ અવર ન કોય ॥ ઇંદ્ર ચંદ્રને ચક્કવા, તુજ પદ સેવે સોય ॥૮॥ પ્રભુ સેવા ભાવેં કરે, પ્રેમ ધરી મન રંગ ॥ દુઃખ દોહગ દુરેં ટળે, પામે સુખ મન ચંગ ॥૯॥ પુજા કરતાં પ્રાણિયા, પોતેં પુજનિક હોય આ ભવ પરભવ સુખ ઘણાં, તસ તોલે નહિ કોય ॥૧૦ ભાવડા જિનવર પુજીયેં, જિન પુજ્યાં સુખ થાય ॥ દુઃખ દોહગ દુરેં ટળે, મન વંછિત ફળ થાય ॥ ૧૧॥ દ્રવ્ય ભાવથી અતિ ઘણો, હીયડે હર્ષ ન માય ॥ ઇણિ વિધેં જિનવર પુજતાં, પાપ કર્મ દુર જાય ॥૧૨॥

## ॥ अथ प्रथम जळ पूजा ॥

દોહા ॥ સુગંધમેં જળ વાસીને, જે પુજે જિનરાય ॥ તસ ત્રીભુવન જશ વિસ્તરે, દુર્ગંધતા દુર જાય ॥૧॥ મલિન વસ્તુ ઉજ્જલ કરે, એહુ સ્વભાવ જળ માંય ॥ જળ શું જિનવર પુજતાં, કર્મ કલંક મિટ જાય ॥૨॥ તીર્થોદક કુંભેં કરી, રત્ન પ્રમુખ શ્રીકાર ॥ અડ સહસ અડ જાતના, અથવા કલશા ચાર ॥૩॥ આઠ જાતિ કલશેં કરી, નવરાવે જિનરાય ॥ તસ ત્રિભુવન જસ વિસ્તરે, સુરપતિ સેવે પાય ॥૪॥ જ્ઞાન કળશ ભરી આતમા, સમતા રસ ભર પુર ॥ શ્રી જિનને નવરાવતાં, કર્મ થાય ચકચુર ॥૫॥

## ॥ अथ द्वितीय चंदन पूजा ॥

દોહા કેશર ચંદન દ્રવ્યથી, ભાવથકી બહુ માન ॥ જિનવર અંગે ચરચતાં, પ્રગટે આતમ જ્ઞાન ॥૧॥ કેશર ચંદન ઘસી કરી, ભરી કચોલાં સાર ॥ જિનવર અંગે ચર્ચતાં પાપ કરો પરિહાર ॥ ભાવના ચંદન અતિ ભલું, કસ્તુરી બરાસ ॥ ઇણિ વિધ જિનવર સેવતાં, પામે લીલ વિલાસ ॥૩॥ કનક કચોલાં ભરી કરી, સેવે જિનપતિ પાય ॥ દુઃખ દોહગ દુરેં ટળે, મન વંછિત સુખ થાય ॥૪॥ તમ વસ્તુ સીતળ કરે, ચંદન સી-

તળ આપ ॥ ચંદનસેં જિન પુજતાં, મટે મોહ સંતાપ ॥૫॥ પુજાને પ્રણામ દો, કરો ચંદનકી રીત ॥ શીતલાને સુગંધતા, જેણેં ભાજે ભવ ભીત ॥૬॥

## ॥ अथ तृतीय धूप पूजा ॥

દોહા ॥ પાવક ગ્રહે સુગંધકું, ધુપ કહાવત સોય ॥ ઊંખેવત ધુપ જિણંદકું કર્મ દહન સમ હોય ॥૧॥ ધુપ ઉખેવત જેહ જન; પ્રભુ આગળ બહુ માન ॥ ધુર્ગંધતા દુરેં કરે, પામે અમર વિમાન ॥૨॥ હુતાસનસેં કાષ્ટ જયું, તેમ ધ્યાનાનલ કર્મ ॥ તેણેં મિસેં ધુપ પુજા કરો, જિમ પામો શિવ શર્મ ॥૩॥

## ॥ अथ चतुर्थ पुष्प पूजा ॥

દોહા ॥ પ્રણીધાનેં સદગતિ હોવે, પુજાયેં કિમ નવી હોય॥ સુમનસ ભાવેં દુર્ગતા, પુજા પંચાશક જોય ॥૧॥ શતપત્રી વર મોઘરો, ચંપક જાઈ ગુલાબ ॥ કેતકી દમણો બોલ સિરી, પુજો જિન ભરી છાબ ॥

# पुन्य प्रकाशनुं स्तवन.

॥ દુહા ॥

સકળ સિદ્ધિ દાયક સદા ॥ ચોવીસે જીન રાય ॥ સહગુરૂ સામિની સરસ્વતી ॥ પ્રેમે પ્રણમું પાય ॥ ૧ ॥ ત્રિભુવનપતી

ત્રિસલા તણો ॥ નંદન ગુણ ગંભીર ॥ શાસન નાયક જગજયો ॥ વર્ધમાન વડવીર ॥ ૨ ॥ એક દિન વીર જીણંદને ॥ ચરણે કરી પ્રણામ ॥ ભવિક જીવના હિત ભણી ॥ પુછે ગૌતમ સ્વામ ॥ ૩ ॥ મુકિત મારગ આરાધિએ ॥ કહો કેઈ પરે અરિહંત ॥ સૂધા સરસ વચંન રસ ॥ ભાખે શ્રીભગવંત ॥ ૪ ॥ અતીચાર આળોઇએ ॥ વ્રત ધરીએ ગુરૂશાખ ॥ જીવ ખમાવો શયળજે ॥ યોનિ ચોરશી લાખ ॥ ૫ ॥ વિધિશું વળિ વોશરાવિએ ॥ પાપસ્થાન અઢાર ॥ ચાર શરણ નિત્ય અનુસરે ॥ નિંદો દુરિત આચાર ॥ ૬ ॥ શુભ કરણી અનુમોદિએ ॥ ભાવ ભલો મન આણ ॥ અણસણ અવસર આદરી ॥ નવપદ જપો સુજાણ ॥ ૭ ॥ શુભગતિ આરાધન તણા ॥ એછે દશ અધિકાર ॥ ચિત્ત આણિને આદરો ॥ જેમ પામો ભવપાર ॥ ૮ ॥

## ॥ ઢાળ પેહેલી ॥

॥ કુમતીએ છેડી કીહાં રાખી ॥ એ દેશી ॥

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ ॥ એ પાંચે આચાર ॥ એહતણા એહભવ પરભવના ॥ આલોઇએ અતિચારરે પ્રાણી જ્ઞાન ભણો ગુણખાણી વીરવદે એમ વાણીરે ॥ પ્રાળા૧ા એ આંકણી ॥ ગુરૂ ઉલવીએ નહીં ગુરૂ વિનએ કાળે ધરી બહુ માન સુત્ર

અરથ તદુભય કરી સુધા ॥ ભણીએ વહી ઉપધાનરે ॥ પ્રા૦॥ જ્ઞા૦ ॥ ૨ ॥ જ્ઞાનોપગરણ પાટી પોથી ॥ ઠવણી નોકર વાલી ॥ તેહ તણી કીધી આસાતના ॥ જ્ઞાન ભગતિ ન સંભાળીરે ॥ પ્રા૦॥ જ્ઞા૦॥ ૩॥ ઇત્યાદિક વિપરીત પણાથી ॥ જ્ઞાન વિરાધ્યું જેહ ॥ આ ભવ પરભવ વળીરે ભવોભવ ॥ મિછા દુકડ તેહરે ॥ પ્રા૦॥ જ્ઞા૦॥ ૪॥ પ્રાણી સમકિત લ્યો શુધ્ધ જાણી ॥ વીરવદે એમ વાણીરે ॥ પ્રા૦॥ સ૦॥ જીનવચને શંકા નવિ કીજે ॥ નવિ પરમત અભિલાખ ॥ સાધુતણી નિંદા પરહરજો ॥ ફળ સંદેહ માં રાખરે ॥ પ્રા૦॥ સ૦॥ ૫ ॥ મુઢપણું છંડો પરસંસા ॥ ગુણવંતને આદરિએ ॥ સામીને ધરમે કરી થીરતા ॥ ભકિત પરભાવના કરિએરે ॥ પ્રા૦॥ સ૦॥ ૬॥ સંઘ ચૈત પરસાદ તણો જે ॥ અવર્ણવાદ મનિ લેખ્યો ॥ દ્રવ્ય દેવકો જે વણસાડયો ॥ વિણસંતો ઉવેખ્યોરે ॥ પ્રા૦॥ સ૦॥ ૭॥ ઇત્યાદિક વિપરીત પણાથી ॥ સમકિત ખંડયું જેહ ॥ આ ભવ પરભવ વળીરે ભવોભવ ॥ મીછાદુકડતેહરે॥ પ્રા૦॥ સ૦॥ ૮॥ પ્રાણી ચારિત્ર લ્યો ચિત આણી ॥ પંચ સુમતી ત્રણ ગુપતી વિરાધી ॥ આઠે પ્રવચન માય ॥ સાધુતણે ધર્મે પરમાદે ॥ અશુધ્ધ વચન મન કાયરે ॥ પ્રા૦॥ ચા૦॥ ૯॥ શ્રાવકને ધર્મે શામાયક ॥ પોસહમાં મન વળી ॥ જે જયણા પુર્વક એ આઠે ॥ પ્રવચન

માપ ન પાળીરે મા૦॥ ચા૦॥ ૧૦॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ ચારિત્ર ડોહોલું જેહ ॥ આભવ પરભવ વલીરે ભવોભવ ॥ મીછા દુકડતેહરે ॥ મા૦ ચા૦॥ ૧૧॥ બારે ભેદે તપ નવિ કીધો ॥ છતે જોગે નિજ સગતે ॥ ધર્મે મન વચન કાયા વિરજ ॥ નવિ ફોરવીઊં ભગતેરે ॥ મા૦ ચા૦॥ ૧૨॥ તપ વિરજ આચાર એણી પરે ॥ વિવિધ વિરાધ્યાં જેહ ॥ આભવ પરભવ વળીરે ભવોભવ ॥ મીછાદુકડ તેહરે ॥ મા૦ ચા૦॥ ૧૩॥ વળી વિશેષે ચારીત્રકેરા ॥ અતીચાર આલોઇએ ॥ વીરજીણેસર વયણ શુણીને ॥ પાપ મેલ સવી ધોઇએરે ॥ મા૦ ચા૦॥ ૧૪॥

## ॥ ઢાળ બીજી ॥

॥ પામી સુગુરૂ પસાય ॥ એ દેશી ॥

પૃથ્વી પાણી તેઉ ॥ વાયુ વનસ્પતી ॥ એ પાંચે થાવર કહયાએ ॥ ૧ ॥ કરી કરસણ આરંભ ॥ ખેત્ર જે ખેડીયાં ॥ કુવા તલાવ ખણાવીયા એ ॥ ૨ ॥ ઘર આરંભ અનેક ॥ ટાંકાં ભુઇરાં ॥ મેડી માળ ચણાવીઆએ ॥ ૩॥ લીંપણ ધુંપણ કાજ ॥ એણી પરેપરે ॥ પૃથ્વી કાય વિરાધીયા એ ॥ ૪ ॥ ધોયણ નાહણ પાહણ ॥ ઝીલણ અપકાય ॥ છોતિ ધોતિ કરી દુહવ્યા એ ॥ ૫॥ ભાઠી ઘર કુંભાર ॥ લોહસુ વનગરા ॥ ભાડભુંજા લીહાલાગરા એ ॥ ૬ ॥ તાપણ સેકણ કાજ વસ્ત્ર નિખારણ ॥ રંગણ રંધણ રસવતીએ ॥ ૭ ॥ એણીપરે કર્માદાન ॥ પરે પરે કેલવી ॥ તેઉ વાય વિરાધીયા એ ॥ ૮ ॥

વાડી વન આરામ ॥ વાવી વનસ્પતી ॥ પાન ફુલ ફળ ચું-
ટીયાં એ ॥ ૯ ॥ પુંહક પાપડી સાક ॥ સેકયાં સુકાવ્યાં ॥ છેદયાં
છુંદયાં આથીયાં એ ॥ ૧૦॥ અળશીને એરંડા ઘાણી ઘાલીને
॥ ઘણા તિલાદિક પીલીયા એ ॥ ૧૧ ॥ ઘાલી કોલુ માંહે ॥
પીલી સેલડી ॥ કંદ મૂળ ફળ વેચીયાં એ ॥ ૧૨ ॥ એમ
એકંદ્રી જીવ ॥ હણ્યા હણાવીયા ॥ હણતાં જે અનુમોદિયા
એ ॥ ૧૩ ॥ આભવ પરભવ જેહ ॥ વલી ભવો ભવે ॥ તે મુજ
મીછાદુકડ એ ॥ ૧૪॥ કરમ સરમીયા કીડા ગાડર ગંડોલા ॥
ઈઅલી પુરાં ને અલશીયાં એ ॥ ૧૫ ॥ વાળા જળો ચુડેલ
॥ ચિચલ તરસ તણા ॥ વળી અથાણાં પ્રમુખનાં એ ॥ ૧૬॥
એમ બેરંદ્રી જીવ ॥ જેહ મે દુહવ્યા ॥ તે મુજ મીછાદુકડં એ
॥ ૧૭॥ ઊધેહી જુ લીખ ॥ માંકણ મંકોડા ॥ ચાંચડ કાંડા
કંથુઆ એ ॥ ૧૮॥ ઘદ્દીઆં ઘીમેલ કાનખજુરીયા ॥ ગંગોડ
ધનેરીયાં એ ॥ ૧૯ ॥ એમ તેરંદ્રી જીવ ॥ જેહ મે દુહવ્યા
॥ તે મુજ મીછાદુકડં એ ॥ ૨૦॥ માંખી મછર ડાંસ ॥
મસા પતંગીયાં કંસારી કાલિયા વડા એ ॥૨૧॥ ઢિંકણ વિછુ
તીડ ॥ ભમરા ભમરીયો ॥ ॥ કોતા બગ ખડ માંકડી એ ॥
૨૨ ॥ એમ ચૌરંદ્રી જીવ ॥ જેહ મે દુહવ્યા ॥ તે મુજ મીછા
દુકડં એ ॥ ૨૩ ॥ જળમાં નાખી જાળ ॥ જળચર દુહવ્યા ॥
વનમાં મૃગ સંતાપીયા એ ॥ ૨૪ ॥ પીડયા પંખી જીવ ॥
પાડી પાસમાં ॥ પોપટ ઘાલ્યા પાંજરે એ ॥ ૨૫ ॥ એમ
પંચંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મીછા દુકડં એ ॥૨૬॥

## ॥ ઢાળ ત્રીજી ॥

॥ વાણી પ્રાણી હિતકારીજી ॥ એ દેશી ॥

ક્રોધે લોભ ભય હાંસથીજી ॥ બોલ્યા વચન અસત્ય ॥ કુડ કરી ધન પારકાંજી ॥ લીધાં જેહ અદતરે ॥ જીનજી મીછા દુક્કડ આજ તુમ સાખે માહારાજરે ॥ જીનજી ॥ દેઈ સારૂં કાજરે ॥ જીનજી ॥ મીછા દુકડ આજ ॥ એ આંકણી ॥ દેવ મનુષ્ય ત્રિજંચનાંજી ॥ મૈથુન સેવ્યાં જેહ ॥ વિષયા રસ લંપટપણુજી ॥ ઘણું વિટંબ્યો દેહરે ॥ જીનજી॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરીજી ॥ ભવે ભવે મેલી આથ ॥ જે જી-હાંની તે તીહાં રહીજી ॥ કોઈ ન આવી સાથરે ॥ જીનજી॥ ૩॥ રયણી ભોજન જે કરયાંજી ॥ કીધાં ભક્ષ અભક્ષ ॥ રસ-ના રસની લાલચેજી ॥ પાપ કરયાં પ્રત્યક્ષરે ॥ જીનજી૦॥ ૪॥ વ્રત લેઈ વિસારીયાજી ॥ વળી ભાગ્યાં પચખાણ ॥ કપટ હેતુ કીરીયા કરીજી ॥ કીધાં આપ વખાણરે ॥ જીનજી૦॥પ॥ ત્રણે ઢાળે આઠ દુહેજી ॥ આલોયા અતિચાર ॥ શિવ ગતિ આરા-ધન તણોજી એ પેહેલો અધિકારરે ॥ જીનજી૦॥ ૬॥

## ॥ ઢાળ ચોથી ॥

॥ સાહેલડીજી ॥ એ દેશી ॥

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે ॥ અથવા લ્યો વ્રત બાર તો ॥ યથા શકિત વ્રત આદરો સાહેલડી ॥ પાળો નિર-તિચારતો ॥ ૧ ॥ વ્રત લીધાં સંભારીએ ॥ સા૦॥ હૈડે ધરીએ

વિચારતો ॥ શિવગતિ આરાધન તણો ॥ સા૦॥ એ બીજો અધિકારતો ॥ ૨ ॥ જીવ સવે ખમાવીએ ॥સા૦॥ યોનિ ચોરાશી લાખતો ॥ મન શુદ્ધે કરી ખામણા સા૦॥ કોઇશું રોશ ન રાખતો ॥૩॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥ સા૦॥ કોઇ ન જાણો શત્રુ તો ॥ રાગ દ્વેશ એમ પરહરી ॥સા૦॥ કીજે જન્મ પવિત્ર તો ॥૪॥ સામી સંગ ખમાવિએ ॥ સા૦॥ જે ઉપની અપ્રીત તો સજ્જન કુટંબ કરી ખામણાં ॥ સા૦॥ એ જીન શાસન રીતી તો ॥ ૫ ॥ ખમીએ ને ખમાવિએ ॥સા૦॥ એહજ ધર્મ નું સારતો ॥ શિવગતિ આરાધનતણો ॥ સા૦॥ એ ત્રીજો અધિકારતો ॥ ૬॥ મૃષા વાદ હિંસા ચોરી ॥ સા૦॥ ધન મુરછા મૈથુનતો ॥ ક્રોધમાન માયા તૃષ્ણા ॥સા૦॥ પ્રેમ દ્વેશ પૈશુન્ય તો ॥ ૭ ॥નિંદા કલહ ન કીજીએ સા૦॥ કુડો ન દીજે આળ તો ॥ રતિ અરતિ મિથ્યા તજો ॥ સા૦॥ માયા મોહ જંજાળ તો ॥૮॥ ત્રિવિધ ત્રિવિધ વોસરવિએ ॥સા૦॥ પાપસ્થાન અઢારતો ॥ શિવગતિ આરાધન તણો ॥ સા૦॥ એ ચોથો અધિકારતો ॥૯॥

## ॥ ઢાળ પાંચમી ॥

॥ હવેનિ સુણો ઇહાં આવીયા એ ॥ એ દેશી ॥

જનમ જરા મરણે કરીએ ॥ એ સંસાર અસારતો ॥ કર્યાં કર્મ સહુ અનુભવે એ ॥ કોઇ ન રાખણહારતો ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ ॥ શરણ સિધ્ધિ ભગવંત તો ॥

શરણ ધર્મ શ્રી જૈનનો એ ।। સાધુશરણ ગુણવંત તો ।। ૨ ।। અવર મોહ સવિ પરિહરીએ ।। ચાર શરણ ચિત્ત ધારતો ।। શિવગતિ આરાધન તણો એ ।। એ પંચમો અધિકાર તો ।।૩।। આભવ પરભવ જે કરયાં એ ।। પાપ કર્મ કે લાખ તો ।। આત્મ સાખે તે નિંદિએ એ ।। પડિકમિએ ગુરૂ શાખ તો ।।૪।। મિથ્યા મત વર્તાવિએ એ ।। જે ભાખ્યાં ઉત્સુત્ર તો ।। કુમત કદા ગ્રહને વશે એ ।। જે ઉથાપ્યાં શુત્ર તો ।।૫।। ઘડયા ઘડાવ્યા જે ઘણાં એ ।। ઘરટી હલ હથિયાર તો ।। ભવ ભવ મેલી મુકીયાં એ ।। કરતા જીવ સંહારતો ।।૬।। પાપ કરીને પોશીયાં એ ।। જનમ જનમ પરિવારતો ।। જનમાંતર પોહોત્યોપછી એ ।। કોણે ન કીધી સારતો ।। ૭ ।। આ ભવ પરભવ જે કરયાં એ ।। એમ અધિકરણ અનેકતો ।। તે ત્રિવિધે વોસરાવિએ ।। આણી રૂદય વિવેક તો ।। ૮ ।। દુઃકૃત નિંદા એમ કરી એ ।। પાપ કરો પરિહાર તો ।। શિવ ગતિ આરાધન તણો એ ।। એ છઠો અધિકારતો ।। ૯ ।।

## ।। ઢાળ છઠી ।।

।। આદ તું જોયને જીવડા ।। એ દેશી ।।

ધનધન તે દિન માહેરો ।। જીહાં કીધો ધર્મ ।। દાન શીયળ તપ ભાવના ।। ટાળ્યાં દુઃકૃત કર્મ ।। ધન૦।। સેત્રુંજાદિક તિર્થની ।। જે કીધી જાત્રા જુગતે જીનવર પુજીયા ।। વળી પોખ્યા પાત્ર ।। ધન૦।। ૨।। પુસ્તક જ્ઞાન લખાવીયાં ।। જીણહર જીન ચૈત્ય ।। સંઘચતુર્વિધ સાચવ્યા ।। એ સાતે ખેત્ર ।।

ધન૦॥ ૩॥ પડિકમણા શુપરે કરયાં ॥ અનુકંપા દાન ॥ સાધુ સુરિ ઉવઝાયને ॥ દીધાં બહુમાન ॥ ધન૦॥ ૪॥ ધર્મ કાજ અનુમોદિએ ॥ એમ વારોવાર ॥ શિવગતિ આરાધન તણો ॥ સાતમો એ અધિકાર ॥ ધન૦॥ ૫ ॥ ભાવ ભલો મન આણીએ ॥ ચિત્ત આણી ઠામ ॥ સમતા ભાવે ભાવીએ ॥ એ આતમારામ ॥ ધન૦॥ ૬॥ સુખ દુઃખ કારણ જીવને ॥ કોઈ અવર ન હોય ॥ કર્મ આપ જે આચરયાં ॥ ભોગવિએ સોય ॥ ધન૦॥ ૭॥ સમતા વિણ જે અનુસરે ॥ પ્રાણી પુન્ય કામ ॥ છારઉપર તે લીપણું ॥ ઝંખર ચિત્રામ ॥ ધન૦॥ ૮॥ ભાવ ભલિપરે ભાવીએ ॥ એ ધર્મનુંસાર ॥ શિવગતિ આરાધન તણો ॥ આઠમો એ અધિકાર ॥ ધન૦॥ ૯॥

## ॥ ઢાળ સાતમી ॥

॥ રેવતગિરિહુઆં ॥ પ્રભુનાં ત્રિણ કલ્યાણ ॥ એ દેશી ॥

હવે અવસર જાણી કરી સલેખણ સાર ॥ અણસણ આદરિએ ॥ પંચખી ચારે આહાર ॥ લલુતા સવિ મુંકી ॥ છાંડી મમતા અંગ ॥ એ આતમ ખેલે ॥ સમતા જ્ઞાન તરંગ ॥ ૧॥ ગતિ ચારે કીધા ॥ આહાર અનંત નિશંક ॥ પણ તૃપ્તિ ન પામ્યો ॥ જીવ લાલચીઓ રંક ॥ દુલહો એ વળી વળી ॥ અણસણનો પરિણામ ॥ એહથી પામી જે ॥ શિવ-પદ શુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધનાશાલિભદ્ર ॥ ખંધો મેઘકુ-માર ॥ અણસણ આરાધી ॥ પામ્યા ભવનો પાર ॥ શિવ સુંદરી જોશે ॥ કરી એક અવતાર ॥ આરાધન કેરો ॥ એ

નવમો અધિકાર ॥ ૩ ॥ દશમે અધિકારે ॥ મહામંત્ર નવકાર ॥ મનથી નવિ મુકો ॥ સિવ સુખ ફલ સહકાર ॥ એહ જપ-તાં જાયે ॥ દુર્ગતિ દોષવિકાર ॥ શુપરે એ સમરો ॥ ચોદ પૂ-રવનું સાર ॥૪॥ જનમાંતર જાતાં જુ પામે નવકાર ॥ તો પાતીક ગાલી ॥ પામે સુરઅવતાર ॥ એ નવપદ સરિખો ॥ મંત્ર ન કો સંસાર ॥ એહ ભવ પરભવનો ॥ સુખ સંપતિ દાતાર ॥ ૫ ॥ જયું ભીલ ભીલડી ॥ રાજા રાણી થાય ॥ નવપદ મહિમાથી ॥ રાજ સિંહ મહારાય ॥ રાણી રતનવતી બેહુ ॥ પામ્યાંછે સુરભોગ ॥ એક ભવ પછી લેશે ॥ શિવ વધુ સંજોગ ॥ ૬ ॥ શ્રીમતીનેં એ વલી મંત્ર ફલ્યો તતકાલ ॥ ફણીધર ફીટીનેં ॥ પ્રગટ થઈ ફુલ માલ શિવકુમરી જોગી ॥ સોવન પરી શો કીધ ॥ એમ એણે મંત્રે ॥ કાજ ઘણાનાં સિધ્ધ ॥ ૭ ॥ એ દશ અધિકારે ॥ વીર જીણેસર ભાખ્યો ॥ આરાધનકેરો વિધિ ॥ જેણે ચિત્તમાંહિ રાખ્યો ॥ તેણે પાપ પખાળી ॥ ભવ ભય દુરે નાખ્યો ॥ જીન વિનય કરંતાં ॥ સુમતિ અમૃતરસ ચાખ્યો ॥ ૮ ॥

## ॥ ઢાળ આઠમી ॥

॥ નમો ભવિ ભાવશું ॥ એ દેશી ॥

શીધારથ રાજા કુલ તિલો એ ॥ ત્રિસલા માત મલારતો ॥ અવનિ તલ તમે અવતરયા એ ॥ કરવા અમ ઉપકારતો ॥ જયો જીનવીરજીએ ॥ ૧ ॥ મેં અપરાધ કરયા ઘણા એ ॥

કેહેતાં ન લહુ પારતો ॥ તુમ ચરણે આવ્યા ભણી એ ॥ જો તારે તો તારતો ॥ જયો ૦॥ ૨॥ આસ કરીને આવીયો એ ॥ તુમ ચરણે મહારાજતો ॥ આવ્યા ને ઊવેખશો એ ॥ તો કેમ રેહેશે લાજતો ॥ જયો૦॥ ૩॥ કરમ અલુજણ આકરી એ ॥ જનમ મરણ જંજાલતો ॥ હું છું એહથી ઊભગો એ ॥ છોડવ દેવ દયાલ તો ॥ જયો૦॥ ૪॥ આજ મનોરથ મુજ ફળ્યા એ ॥ નાઠાં દુઃખ દંદોલતો ॥ તુઠો જીન ચોવીસમો એ ॥ પ્રગટયા પુન્ય કલ્લોલ તો ॥ જયો૦॥ ૫॥ ભવે ભવે વિનય તુમારડો એ ॥ ભાવ ભકિત તુમ પાયતો ॥ દેવ દયા કરી દીજીએ એ ॥ બોધ બીજશું પસાયતો ॥ જયો૦॥ ૬॥

॥ કલશ ॥

એહ તરણ તારણ સુગતિ કારણ ॥ દુઃખ નિવારણ જગ જયો ॥ શ્રી વીર જીનવર ચરણ થુણતાં ॥ અધિક મન ઊલ્લટ થયો ॥ ૧ ॥ શ્રી વિજય દેવ સુરિંદ પટધર ॥ તિરથ જંગમ એણી જગે ॥ તપ ગછપતિ શ્રી વિજય પ્રભસુરિ ॥ સૂરિ તેજે ઝગમગે ॥૨॥ શ્રી હિરવિજય સુરિ શીશ વાચક ॥ શ્રી કીર્તિ વિજય સુરગુરૂ સમો ॥ તસ શીશ વાચક વિનય વિજયે ॥ થુણ્યો જીન ચૌવીશમો ॥ ૩ ॥ સે સત્તર સંવત ઊગણત્રીશે ॥ રહી રાંદેર ચોમાસુએ ॥ વિજય દશમી વિજય કારણ ॥ કીયો ગુણ અભ્યાસ એ ॥ ૪ ॥ નર ભવ આરાધન શિવસાધન ॥ સુકૃત લીલ વિલાસ એ ॥ નિર્જરા હેતે તવન રચિયો ॥ નામે પુન્ય પ્રકાશ એ ॥ ૫ ॥ ૭ ॥

## ઓછવ.

ઓછવ રંગ વધામણા, પ્રભુ પાસને નામે; કલ્યાણક ઓછવ કરી, ચડતે પરીણામે; સતવસ આયુ જીવીને, અ, ક્ષય સુત સ્વામી; તુમ પદ સેવા ભક્તિમાં, નહીં રાખું ખામી; સાચીરે ભક્તિ સાહિબા, રીઝો એક વેળા; શ્રી સુભવિર ઉરે કરી, મન વંછીત પુરે.

## નમુક્કાર અણાણુ પુવ્વી.

| ૧ | | | | | ૨ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ | ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ | ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

| ૩ | | | | | ૪ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૪ | ૨ | ૫ | ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ | ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ | ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ | ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

| ૫ | | | | | ૬ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ | ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ | ૪ |
| ૭ | | | | | ૮ | | | | |
| ૧ | ૩ | ૫ | ૨ | ૪ | ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ | ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ | ૫ | ૩ | ૨ | ૧ | ૪ |
| ૯ | | | | | ૧૦ | | | | |
| ૧ | ૨ | ૪ | ૫ | ૩ | ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ | ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ | ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ | ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ | ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | | | | | ૧૨ | | | | |
| ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ | ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ | ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ | ૫ | ૪ | ૨ | ૧ | ૩ |
| ૧૩ | | | | | ૧૪ | | | | |
| ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ | ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ | ૨ |
| ૧૫ | | | | | ૧૬ | | | | |
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ | ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ | ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ | ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ | ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

| ૧૭ | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

| ૧૮ | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

| ૧૯ | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

| ૨૦ | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

જંછમ્માસિઅ વરિસિઅ, તવ્વેણ તિવ્વેણ જિજ્જ એ પાવં ।। નમુક્કાર અણાણુ પુવ્વી, ગુણણેણ તયં ખણદ્ધેણ ।। ૧



# જાહેર ખબર.

આ ઉપરથી સર્વે લોકોને ખબર આપવામાં આવેછે કે હરેક જાતના કાયદા વારતાઓ છોકરાઓને ભણવાની સરકારી ચોપડીઓ અને જૈન ધર્મનાં પુસ્તકો વિગેરે અમદાવાદમાં રીચીરોડના રસ્તા ઉપર બુકસેલર શા. બાલાભાઈ નગીનદાસની દુકાનેથી તથા ઝવેરીવાડે નીસા પોળમાંથી રોકડી કીમતે મળશે તથા બુકસેલર. હરીલાલ છોટાલાલ પાસેથી તથા ગામ ભરૂચમાં બુકસેલર કાશીરામ જેભાઈ પાસેથી તથા બુકસેલર સંકરલાલ કેશવરામ પાસેથી તથા છોટાલાલ કેશવરામ પાસેથી તથા ગામ સુરતમાં બુકસેલર કશનદાસ નારણદાસ પાસેથી તથા ભાવનગરમાં બુકસેલર પાનાચંદ તેજા પાસેથી મળશે.

સહી. બાલાભાઈ નગીનદાસ.